# भेदभाव छेज क्यां?

30-10-1924

## मात्र कल्पनामां.

## नहि के दिगम्बर के श्वेताम्बर शास्त्रमां.

'દિગમ્બર' અને 'શ્વેતામ્બર' એ બન્ને શબ્દો વિશેષણ છે અને 'જૈન' એ નામને લાગુ પડાયલા છે. 'લાગુ પડાયલા' એ શબ્દોજ કહી આપે છે કે એક એવો સમય પણ હોવો જોઇએ કે જ્યારે સઘળા જૈનો એક રૂપ હતા. એ વખતે સર્વને માટે "જૈન" એવું એકજ નામ હતું, પરંતુ પ્રકૃતિ, શક્તિ, બુદ્ધિ, જરૂરીઆત આદિની ભિન્નતાએ એકમાંથી અનેક રૂપ ઉત્પન્ન કર્યાં.

'શ્વેતામ્બર' એ શબ્દનો અર્થ સફેદ વસ્ત્ર, અથવા સફેદ વસ્ત્ર જેનાં છે તેવો અને 'દિગમ્બર' શબ્દનો અર્થ દિશા એજ વસ્ત્ર છે જેનાં તેવો અર્થાત્ વસ્ત્રરહિત, નગ્ન.

શાસ્ત્રોનો અભ્યાસ કરતાં જણાય છે કે જ્યારે જૈનોમાં ભિન્ન ભિન્ન ફીરકા પડયા નહોતા, તે વખતે પણ કેટલાક સાધુઓ થોડામાં થોડાં શ્વેત વસ્ત્રો રાખતા અને કેટલાક તેમનાથી વધારે સમર્થ ઉચ્ચાધિકારી સાધુ એક પણ વસ્ત્ર વિનાજ જીવન ચલાવી શકનારા

અર્થાત નગ્નાવસ્થામાં રહેનારા હતા. આ ભેદ કોઇ ભિન્ન માન્યતાઓને પરિણામે ઉપજેલા ભેદ ન હતા. પરંતુ એકજ માન્યતા ધરાવતા તથાપિ ઓછી વધતી શકિત ધરાવતા મનુષ્યોએ સ્વાભાવિક રીતેજ લેવા જોઇતા જુદા જુદા માર્ગને આભારી હતા.

એ વખતે નગ્નાવસ્થામાં રહેતા મુનિવરો વસ્ત્રધારી મુનીઓને વીતરાગની આજ્ઞા બહાર વર્તતા કુસાધુ કે મિથ્યાત્વી માનતા નહિ, પણ ઉન્નતિક્રમનાં અનેક પગથીઆમાંના એક પગથીઆ ઉપર ઉભેલા પરંતુ એક સામાન્ય લક્ષ્યબિંદુને નજર સ્હામે રાખીને ચાલનારા પોતાના લઘુ બન્ધુ સમજતા; અને વસ્ત્રધારી મુનિઓ નગ્નાવસ્થામાં વિચરતા મુનિવરો પ્રત્યે અભિમાનની નજરે જોતા-પૂજ્યભાવ ધરાવતા-પોતાના વડીલ બન્ધુ સમજતા.

મતલબકે મુક્ત દશાના સાધનભુત 'ત્યાગ' ના બે સ્વાભાવિક ભેદ થોડામાં થોડાં અને મોહ ઉત્પન્ન કરી શકે તેવાં વસ્ત્રોથી ચલાવી લેવું તે તથા એટલાં પણ વસ્ત્રની જરૂરીઆતને વટાવી જવું તે છે. આ બે ભેદ પરથી 'શ્વેતામ્બર જૈન' અને 'દિગમ્બર જૈન' એવા નામો હયાતિમાં આવ્યાં. ખરૂં જોતાં દિગમ્બર અને શ્વેતામ્બર એમાંથી એકકે બીજા કરતાં જુના નથી તેમજ એમાંથી એકકે ખોટા નથી. બન્ને સમકાલિન અને બન્ને સાચા છે.

આ કથનના પુરાવામાં ખુદ બન્ને મતના પ્રામાણિક શાસ્ત્રો શું કહે છે તે જરા તપાસીએ.

શ્વેતામ્બર જૈનો માને છે કે શ્રી મહાવીર સ્વામીના ગણધર શ્રી સુધર્મસ્વામીએ ભવિષ્યના લોકોના હિતાર્થે દ્વાદશાંગી

કહી છે, જેના પ્રથમાંગ રૂપ શ્રી આચારાંગ સૂત્ર છે. એ સુત્રમાં સાધુને ઉપદેશ કરતા લખ્યું છે કેઃ—

**"जे भिक्खू तिवत्थेहिं परिवुसिते पाप चउत्थेहिं तस्सणं णो एवं भवति चउत्थं वत्थं जाइस्सामि से अहेसणिज्जाइं वत्थाई जा एज्जा अहापरिग्गहियाइं वत्थाइं धारेज्जा नो धोविज्जा नो रएज्जा नो धोत्तरत्ताई वत्थाइं धारेज्जा अपलिउंचमाणे गामंतरेसु ओमचेलए। एयंखु वत्थधारिस्स सामग्गियं. ॥**

અર્થાત્ શ્રી જિનદેવને પગલે ચાલી મોક્ષને પામનારા ભિક્ષુ (સાધુ) પૈકી જેઓ પાસે પાત્રાં અને ત્રણ વસ્ત્ર હોય તમણે એવો વિચાર ન કરવો કે મારે ચાર વસ્ત્ર જોઇશે. યદિ ત્રણ વસ્ત્રો ન હોય તો નિયમ પ્રમાણે એટલે સુઝતા યાચી લાવવા અને જેના મળે તેવા વાપરવા, પણ તે વસ્ત્રોને ધોવાં નહિ કે રંગવા નહિ, એટલુંજ નહિં પણ રંગેલા કે ધોયેલા વસ્ત્રો ધારણ કરવા નહિ: અને અવા હલકા વસ્ત્ર રાખવાં કે જેને સાચવવા પડે નહિ. આવો **આચાર વસ્ત્રધારી મુનીઓનો** છે.

આ પાઠમાં 'આવો આચાર વસ્ત્રધારી મુનીઓનો છે' એવો જે ઉલ્લેખ છે તે સ્પષ્ટ કહી આપે છે કે તે વખતમાં વસ્ત્ર રહિત મુનીઓ પણ હતાજ.

વળી લખ્યું છે કે 'अदुवा एगसाडे अदुवा अचेले लाघवियं आगममाणे' એટલે કે વસ્ત્રધારી મુનીએ પણ જેમ જેમ સંકટો સહન

કરવાનું સામર્થ્ય આવતું જાય તેમ તેમ ત્રણ વસ્ત્રોમાંના પણ બે પરઠવી દઈને એકજ વસ્ત્રથી ચલાવવું અથવા ત્રણે વસ્ત્રો પરઠવી દઈને બીલકુલ અચેલ-વસ્ત્ર રહિત દિગમ્બર સ્થિતિમાં રહેવું.

આ પાઠ કે જે શ્વેતામ્બરોએ માનેલા શાસ્ત્રમાંનો છે તે સાક્ષી પૂરે છે કે તદન પરિગ્રહ વગરની-વસ્ત્ર વગરની-દિગમ્બર સ્થિતિ એ સર્વોત્તમ સ્થિતિ છે તથા એ સ્થિતિ તરફ કૂચ કરવાની દરેક વસ્ત્રધારી (અર્થાત્ શ્વેતામ્બર) સાધુની અહોનિશ ભાવના હોવી જોઈએ, એમ ખુદ વસ્ત્રધારી સાધુઓ પણ પૂર્વે માનતા.

વળી 'कडि बंधणं धारितए' એ પાઠ પરથી સમજાય છે કે, માત્ર કમ્મરે વસ્ત્ર બાંધનારા સાધુ પણ હતા; અર્થાત્ લોક લજ્જા માત્રની ગરજ રાખીને કમ્મરે ચોલ પટ વીંટી વિચરનારા સાધુ પણ હતા. મતલબ કે જેમ ટાઢ તાપનું સંકટ નહિ ગણકારવા સાથે લોકલજ્જાને પણ વટાવી ગયેલા નગ્ન સાધુઓ હયાત હતા, તેમ તેથી કાંઈક ઉતરતી શક્તિવાળા એટલે કે ટાઢ તાપને નહિ ગણનારા પરંતુ લોકલજ્જાને હજી નહિ વટાવી ગયેલા તેવા (કટિવસ્ત્ર રાખનારા) સાધુ પણ હયાતીમાં હતા; એટલુંજ નહિ પણ ટાઢ તાપને પણ અમુક અંશેજ જીતેલા એવા (ત્રણ શ્વેત અને ટાપટીપ વગરનાં વસ્ત્રો રાખનારા) શ્વેતામ્બર સાધુ પણ હયાતીમાં હતા.

સૌથી ઉચ્ચ દશા ખુદ શ્વેતામ્બર શાસ્ત્રોમાં વસ્ત્ર રહિત સાધુનીજ માની છે: "अदुवा तत्थ पर क्कमंतं भुज्जो अचेलं" (તેવા પ્રકારે

એટલે કે लज्जापरिसहे जियमाणे લજ્જા પરિસહને જીતી શકનારે अचेल એટલે વસ્ત્રરહિત દિગમ્બર કહેવું.)

આજના શ્વેતામ્બર જૈનો વળી એમ પણ માને છે કે ખુદ મહાવીર સ્વામી દિગમ્બરપણે અથવા વસ્ત્રરહિત પણે વિચરતા હતા. ભગવાન સૂત્રકાર ફરમાવે છે કે:

" संवच्छरं साहियं मासं जं ण रिक्कासि वत्थगं भगवं ।
अचेलण ततोजाइ तं वोसज्ज वत्थमणगारे ॥ "

અથવા ભગવાન મહાવીરસ્વામીએ દિક્ષા લીધા પછી લગભગ એક વર્ષ અને એક માસ સુધી ઇંદ્રે આપેલું એકજ દેવદુષ્ય વસ્ત્ર ખભા ઉપર રાખ્યું હતું અને તે પછી તે વસ્ત્ર પણ છોડી દઇને તેઓ 'અણગાર' થયા હતા.

કદાચ કોઇ શંકા કરશે કે, ભગવાન જેવાનો દાખલો લેવો એ આપણા જેવા માટે ઉચિત નથી; આજે નગ્ન રહી શકાયજ નહિ. આચારાંગ સૂત્રમાં મહાવીરચરિત્રને અંતે સ્પષ્ટ કહ્યું છે કે:—

" एस विही अणु कंते माहणेण मतीमता ।
बहुसो अपडिन्नेणं भगपया एवं रियंति त्तिबेमि ॥ "

અર્થાત્ આ (સર્વ) રીતિ શ્રી શ્રમણ ભગવાન જ્ઞાતપુત્ર મહાવીરે પાલન કરી છે તે પ્રમાણે બીજા મુનિઓએ પણ વર્તવું.' આમાં ભવિષ્યનું જાણપણું ધરાવતા શાસ્ત્રકારે બીજા મુનિઓને પણ ભગવાનનું અનુકરણ કરવાજ ફરમાવ્યું છે. આ કાળ પૂર્વકાળ કરતાં નિર્બળ છે એ વાતની કોઈ ના કહી શકે તેમ નથી; પરંતુ લોકલ—

જાનો પરિસહ જીતવાનું નજ બની શકે એટલી હદની નિર્બળતા—અને તે પણ સર્વત્ર—આવી ગઇ છે એમ માનવાને આપણી પાસે કશું કારણ નથી. તેથી ઉલટું, જૈન તમજ અજૈન સંપ્રદાયોના નગ્ન સંતો ઘણી વાર આજે પણ આપણી નજરે પડે છે. આ **પ્રત્યક્ષ પ્રમાણ** 'આ કાળમાં નગ્ન રહી શકાયજ નહિ.' એવી શંકાને સમૂળ ઉડાડી દે છે. હા, જેઓ એટલી કોટીએ હજી ન પહોંચ્યા હોય, જેઓને એ સ્થિતિ હજી અનુકુળ ન થઇ હોય, તેઓ ખુશીથી માનોપેત વસ્ત્ર ધારણ કરે; પરંતુ તેમણે પણ ક્રમે ક્રમે આત્મ-બળ ખીલવીને વસ્ત્ર સંખ્યા ઓછી કરતા કરતા એક દિવસ તદન નગ્ન બનવાની ઉત્કટ ઉત્કંઠા રાખવીજ જોઇએ. તેને બદલે એ ઇષ્ટ સ્થિતિને—દિગમ્બર દશાને—જેઓ ધિક્કારે છે અને જૈન ધર્મના કાયદા વિરૂદ્ધનો પાખંડ મત ઠરાવે છે તેઓ તો માત્ર બાળજીવો છે, દયા ખાવા જેવી અજ્ઞાન દશામાં સડતા તુચ્છાત્માઓજ છે.

અમુક ચીજ દુષ્કર છે એટલાજ ખાતર એને અધર્મ્ય ઠરાવવાની કોશીષ કરવી એ માત્ર અજ્ઞાનીનું કામ છે. શ્વેતામ્બર શાસ્ત્રકારે શ્વેતા-મ્બરપણાના નિયમો પણ એવા કઠીન ગોઠવ્યા છે કે જે પ્રબળ આત્માર્થી સિવાય બીજાથી પાળવાનું બનીજ ન શકે (અને એજ કારણ છે કે આજે ઘણે ભાગે કાળનું ઓઠું લઇ 'છૂટા' થઈ ગયેલા સ્વેચ્છાચારી સાધુઓ મોટે ભાગે જોવામાં આવે છે.) પરંતુ કઠીન અને વધારે કઠીન તથા સર્વથી વધારે કઠીન એવા તમામ નિયમો માત્ર અમુક અમુક અધિકાર પ્રાપ્ત થયેલા હોય તેઓ માટેજ છે. અને તેમને વધારે ઉંચા અધિકાર માટે યોગ્ય બનાવવા ખાતર તાલીમ આપી કઠીન બનાવવા ખાતર—Discipline વાસ્તેજ ગોઠ-

વાપરેલા છે. આ કથનના પૂરાવામાં શ્વેતામ્બર શાસ્ત્રકારનું નીચેનું ફરમાન યાદ કરવું જરૂરનું છે.

" जे णिग्गंथे तरुणे जुगवं बलवं अप्पायंके ।
थिरसंघयणे से एगं वत्थं धारेजा णो बितियं ॥ "

અર્થાત્ જે મુનિ તરૂણ હોય, યુવાન હોય, બળવાન હોય, રોગ રહિત હોય, મજબુત શરીર બંધારણવાળો હોય, તેણે એકજ વસ્ત્ર ધારણ કરવું; બીજું નહિ."

જેઓને ત્રણ વસ્ત્ર રાખવાની પરવાનગી આપી છે અને જેઓને એકજ વસ્ત્ર રાખવાની પરવાનગી છે, તે સર્વને તે વસ્ત્ર રંગ્યા ધોયા વગરનું વાપરવા ફરમાવ્યું છે અને વાપરવા માંડયા પછી રંગવાની ધોવાની મના કરી છે, તેમાં પણ ઉચ્ચ **આશય** રહેલો છે. રંગ સાથે શાસ્ત્રકારને કાંઇ પણ દ્વેષભાવ નથી, પરંતુ હજી ઉતરતા દરજ્જાનો અધિકાર ધરાવતા જીવાત્માઓ રંગ, કુમાશ, ચળકાટ, ચિત્રકામ વિગેરેની અસરમાં ફસી જવા ન પામે અને આત્મભાન વધારવા પ્રેક્ટીસમાં ખામી આવવાનો સંભવ ઉભો ન થાય એટલા માટે એક રક્ષણ તરીકે એ ફરમાન કર્યું છે. વસ્ત્ર મેલુ થાય કે એની દરકાર કરવાને સાધુ વૃત્તિવાળો નવરોજ ન થઇ શકે, એ સિદ્ધાંતનું અહોનિશ સ્મરણ કરાવવાનો શાસ્ત્રકારનો આશય છે. મળેલા વસ્ત્ર તે ઇરાદાપુર્વક મલીન કરીને ફાડા નાંખીને જ પહેરવું એવો કાંઇ એમનો આશય નથી. આજે કેટલાક ભોળા લોકો સાધુની ઉચ્ચતા એના મલીનપણા પરથી માપવા તૈયાર થાય છે, એ એમની ભૂલ છે. જે મનુષ્ય ગૃહસ્થાશ્રમમાં ધોબી કે રંગારીનો ધંધો

કરતો હોય અગર સુઘડતા અને સ્વચ્છતાના ઉંચા ધોરણથી અગ્ર એવા સમાજ વચ્ચે રહેતો હોય તે માણસ દિક્ષા લીધા પછી મલીન જોવામાં આવે એથી કાંઇ એમ ન સાબીત થાય કે એણે ઇંદ્રિયનિગ્રહ કરવામાં વિજય મેળવ્યો છે. સુઘડ સમાજમાં ઉછરેલો માણસ જ્યારે મલીનતા કે દુર્ગંધ કે કદરૂપાપણાની ભાવના ( Concepts ) ને ઉલ્લંઘી બેદરકાર ( Indifferent ) અને મસ્ત બને ત્યારે સમજવું કે એ ઉન્નતિક્રમમાં આગળ વધ્યાનું ચિન્હ છે.

દ્વાદશાંગી કે જેમાં કોઇ શ્વેતામ્બર જૈન અંશ માત્ર શંકા લઇ શકે નહિ એમાંના પ્રથમ પંક્તિના સૂત્ર આચારાંગજીમાંના કેટલાક ઉતારા આપણે જોઇ ગયા. હવે બીજાં સૂત્રો તરફ પણ ઉડતી નજર ફેંકીશું તો ઠીક પડશે.

શ્રી સ્થાનાંગ સૂત્રમાં ફરમાન છે કે " पंच महव्वइए सपडिक्कमणे अचेल धम्मे पणंते " સાધુને પાંચ મહાવ્રત પ્રતિક્રમણ સહિત, અચેલ એટલે વસ્ત્ર રહિત ( અને વસ્ત્ર પહેરવાં હોય તેને માટે જીર્ણપ્રાય, માનોપેત શ્વેત વસ્ત્ર સહિત ) ધર્મ કહેલ છે. આમા પણ 'અચેલ' શબ્દથી વસ્ત્ર રહિતપણું સિદ્ધ થાય છે.

શ્રી સુયડાગ સુત્રકૃતાંગ સુત્રમાં ફરમાન છે કેઃ—

**अप्पेगे वइजुजांते नागि णा पिंडोल वाहमा ।**
**मुंडा कंडूविणठंगा उज्झला असमाहिता ॥**

" આત્મજ્ઞાની મુનીઓ વસ્ત્ર રહિત તથા સ્નાન રહિત

હોવાથી અજ્ઞાની લોકો તેમને જોઇને તેમની મશ્કરી કરતાં બોલે છે કે: એ અડોલ આત્મજ્ઞની પુરૂષો નાગા, દિગંબર, પરપિંડના ઓશીયાળા, અધમ, દુગંછાના સ્થાનક, મુંડા, ખાજીએ કરી એમના શરીર વિણુટા છે, મલ પ્રસ્વેદ સહિત તથા સર્વકાલ અસમાધિમાં એટલે કે, દેહભાન રહિત રહેવાવાળા છે. '' આ વચનમાં પણ નાગા–દિગમ્બર વૃત્તિવાળા, રૂપરંગ–ગંધની હદ વટાવી ગયેલા એવા મુનિઓની સાબીતી થાય છે. [ અત્રે કોઇને શંકા થશે કે, આવી રીતે વર્તવાથી તો લાંબો કાળ જીવીજ શકાય નહિ. આ શંકાનું સમાધાન ભગવાન સુત્રકાર સુયડાગજી સૂત્રમાંજ કરે છે કે '' णो अभिकंखेइज्जीवियं '' ' મુનિઓ અચેલ પરિષહ મેલ પરિષહ, ડાંસ પરિષહ વગેરે પરિષહોને સહન કરે; પણ જીવિત વાંછે નહિ. ' જીવવાની લોલુપતા વગરના અને મરણની દરકાર વગરના ( તેમજ જીવનના દુ:ખોથી કંટાળવાને પરિણામે બીજાઓ મરણને વાછે છે તેમ મરણને નહિ વાછનારા ) એવા સ્વઆનંદમાં મસ્ત રહેલા ખરા સાધુ હોય છે. ]

શ્રી ભગવતીજી સૂત્રમાં '' नग्गभावे जावतमठं आरोहत्ता जाव सव्वं दुक्खापहीणे '' નગ્નભાવ એટલે વસ્ત્ર રહિતપણું–દિગમ્બરપણું આદરવાને પરિણામે દુ:ખ માત્રને પ્રક્ષીણ કરવાનું લખ્યું છે. અર્થાત દિગમ્બરપણાનો મહાવરો પડવાથી દુ:ખ માત્રની લાગણી મરી જાય છે. ( One is disciplined to the extent of being proof against bad and good emotions. )

અહીં આપણે થોભીશું. શ્વેતામ્બર શાસ્ત્રો અનુસાર સાધુ વૃત્તિ શું ચીજ છે ? શા માટે એ આશ્રમ યોજાયો છે ? અધિકાર

ભેદને અનુસરતા બે આશ્રમના બે અચેલ-પ્રચેલ ભેદ કેવી રીતના યોજાયા છે, એ વગેરે બાબતો આપણે વિચારી ગયા; હવે દિગમ્બર જૈનાચાર્યોએ રચેલાં શાસ્ત્રો તરફ નજર કરીએ. શ્રી 'દર્શન પાહુડમાં' કહ્યું છે કેઃ—

**एकं जिणस्सरुयं बीयं उक्किट्ठं सावयाणं तु ।**
**अवरीट्ठयाण तइयं चउथं पुणलिंग दंसणेणच्छ ॥**

અર્થાત્, જૈન સંપ્રદાયમાં ૩ વેશ હોય છે (૧) દિગમ્બર જિનસ્વરૂપ અથવા અચેલ વેશ. (૨) ઉત્કૃષ્ટ શ્રાવક વેશ. ( જેને શ્વેતામ્બરો 'સ્થવિર કલ્પિ મુનિ' એવુ નામ આપે છે, ) અને (૩) આર્યાનો વેશ. આ ત્રણ શિવાય ચોથો વેશ નથી. બીજા શબ્દોમાં કહીએ તો, અધિકાર અનુસાર ત્રણ ભેદ બન્નેનાં શાસ્ત્રોમા કહ્યા છે. માત્ર નામ જૂદાં છે. દિગમ્બરો 'મુનિ' શબ્દમાં માત્ર ઉત્કૃષ્ઠ સ્થિતિના-સર્વોત્કૃષ્ટ સહન શક્તિવાળા-અચેલ અથવા નગ્ન પુરૂષનોજ સમાવેશ કરે છે. [ જેને શ્વેતામ્બરો 'જિનકલ્પિ સાધુ' એવું નામ આપે છે ] અને 'ઉત્કૃષ્ટ શ્રાવક' એ શબ્દમાં તેઓ શ્વેતામ્બરો જેને સ્થવિરકલ્પિ સધુ એવા નામથી ઓળખાવે છે તેમનો સમાવેશ કરે છે. આ સમાધાનના પુરાવામાં દિગમ્બર શાસ્ત્રનું નીચેનું કથન ધ્યાનમાં લેવા લાયક છે.

**दुइयं च वुत्त लिङ्ग उक्किट्ठं अवरसावयाणं च ।**
**भिक्ख भमेय पत्तो समिदी भासेण मोणेण ॥**

અર્થાત્ બીજું ઉત્કૃષ્ટ લિંગ, 'શ્રાવક' અથવા ગામમાં રહેવાવાળા

શ્રાવકો કે જેઓ વસતિમા ભમીને પાત્રમાં કે હાથથાં ભોજન કરે છે અને ભાષા સમિતિ સહિત વર્તે છે, તે છે.

દિગમ્બરોમાં કેટલાક 'શ્રાવક' વસ્ત્ર રાખે છે અને અગીઆરમી પડિમાધારી 'શ્રાવક' તો લગભગ દિગમ્બર મુનિ જેવાજ હોય છે, એટલે કે શ્વેતામ્બર મુનિઓ પૈકીના સ્થવિર કલ્પિની કોટિના કહી શકાય. જેવી રીતે શ્વેતામ્બરોમા સ્થવિર કલ્પિની સ્થિતિ પ્રાપ્ત થાય પછી જિનકલ્પિ થઇ શકાય છે, તેવી રીતે દિગમ્બરોમાં અગીઆરમી પડિમાધારી 'શ્રાવક'પણા પછી દિગમ્બર મુનિ થવાય છે.

## 'લિંગ'માં મોહ રાખવાની બન્ને મના કરે છે.

શ્વેતામ્બર લિંગવાળાજ ખરા જૈનધર્મી હોઈ શકે અગર દિગમ્બર લિંગવાળાજ ખરા જૈનધર્મી હોઇ શકે એવી આજકાલ સમસ્ત જૈન કોમમાં વ્યાપી રહેલી ગેરસમજના સંબંધમાં બન્ને સંપ્રદાયોના ધર્મ-શાસ્ત્રો મુક્ત કંઠે ઇસારા કરે છે. દિગમ્બર શાસ્ત્ર 'ભાવપાહુડ' માં કહ્યું છે કે:—

**भावरहिएणस उरिस अणाइकालं अणंत संसारे ।**
**गहिउज्झमाओ बहुसो वाहिर णिग्गंथ रूवाइ ॥**

હે પુરૂષ ? આ સંસારચક્રમાં અનાદિ કાળથી ઘણીએ વાર તું ભાવલિંગ વિનાનું માત્ર બાહ્ય નિર્ગ્રંથપણું અર્થાત્ દિગમ્બરપણું લેતો આવ્યો છે. પણ તેથી તારી મુક્તિ થઇ શકી નહિ. મતલબકે મુક્તિ અથવા મુક્ત દશાએ પહોંચવામાં મુખ્ય ચીજ ભાવ ચારિત્ર છે અને લિંગ અથવા વેશ તો અધિકાર સૂચક ચિન્હ માત્ર છે. જો

માત્ર નગ્ન રહેવાથી જ મુક્તિ મળતી હોય તો ગાય, ઘોડા, બળદ વગેરેને વહેલી મુક્તિ મળવી જોઇએ ! અને વસ્ત્ર પહેરવાથી મુક્તિ મળતી હોય તો યુરોપિયનો ઉપરાઉપરી શ્વેત વસ્ત્રો શરીર પર ઠાંસે છે. તેમને મુક્તિ ધામ પર પહેલો હક્ક મળવો જોઇએ ? અને તેથીજ શ્વેતામ્બરાચાર્યોએ ફરમાવ્યું છે કે મેરૂ પર્વત જેટલા ઓઘા-મુહપત્તિ કરવા છતાં જીવનું કલ્યાણ થયું નથી; અને દિગમ્બરાચાર્ય 'ભાવ પાહુડ'માં કહી ગયા છે કે, 'णग्गत्तणं अकज्जं भावरहियं जिणेहि पण्णत्तं' એટલે કે ભાવરહિત નગ્નપણું अकज्जं એટલે નકામું છે—અર્થ સાધક નથી, એમ શ્રી જિનેંદ્ર દેવે ફરમાવ્યું છે.

આ પ્રમાણે બન્નેના આશયો એક છે અને બન્નેએ અધિકાર મુજબનાજ ભેદ પાડયા છે. નામ જૂદાં રાખ્યાં અને ડીસીપ્લીન ખાતર ક્રિયાઓ જૂદી જૂદી બતાવી, એ વાત તો કબૂલ કરવી જ પડશે, પણ એથી કાંઇ ધર્મ જૂદા ઠરતા નથી, તત્વમાં ફેર પડતો નથી,

જ્યાં 'અનુભવ'માં એકતા છે ત્યાં સાચી એકતા છે· દ્વંદ્વભાવ ત્યાં માની શકાયજ નહિ.

અને જે દ્વંદ્વભાવ બહારથી જણાય છે તે માત્ર કલ્પિત છે અથવા જ્ઞાનની ન્યૂનતાને લીધે દેખાતી 'ભ્રમણા' છે. બીજા શબ્દોમાં કહીએ તો, દ્વદ્વભાવ દેખાવો એ, દેખનાર બહિર્દષ્ટિ પુરૂષ છે એમ સાબીત કરનાર બીના છે.

દાખલા તરીકે આપણે અત્રે કેટલાક એવા દેખાતા ભેદને તપાસીશું. (૧) સઘળા શ્વેતામ્બર પેટા ફીરકાઓ એમ માને છે કે,

પુરૂષની માફક સ્ત્રીને પણ મોક્ષ હોઇ શકે; બીજા હાથ ઉપર, દિગમ્બરોમાંના કેટલાક એમ જ માને છે અને કેટલાક સ્ત્રીને મોક્ષ હોઈ શકે જ નહિ એમ માને છે. સ્ત્રીપણું એટલે લજ્જાનું ઘર, નિર્બળતાની પ્રતિકૃતિ, લાગણીઓ ( emotions ) નું નિવાસસ્થાન: એ જ્યાં સુધી કાયમ છે ત્યાં સુધી મુક્ત દશા અથવા સર્વભય રહિત દશા નજ હોઇ શકે એતો દેખીતી વાત છે. શું સ્ત્રી જનમાં કે શું પુરૂષ જનમાં જ્યાં સુધી એ દશા વર્તે છે ત્યાં સુધી મુક્તિનો અધિકાર ન જ આવી શકે? આ મૂળ વસ્તુને વિચારી શકનારો પુરૂષ તો દિગમ્બર અને શ્વેતામ્બર ફીરકાની મુક્તિ વિષયક માન્યતામાં 'ભેદ' જોઇ શકે જ નહિ. એને તો ત્યા સ્પષ્ટ એકતા જ નજરે પડે. અને તેમ છતાં જેમનાથી એ વાત ન સમજી તેમને આપણે કહીશું કે, ભાઇ, સ્ત્રીને તેનાથી બને તેટલો ઉદ્યમ કરવા દે, એનો ઉદ્યમ યોગ્ય હદ સુધીનો હશે તો મુક્તિ મળશે. અને અધુરો રહયો હશે તો મુક્તિની સમીપ આવશે. નુકશાન તો કોઇ રીતે નથી જ; મુક્તિ મળી શકે એવી શ્રદ્ધાને પરિણામે ઉદ્યમ કરવાની ઇચ્છા થાય એ પણ લાભમાંજ છે. જેટલે દરજ્જે બહિર્વૃત્તિ. બાહ્યદષ્ટિ, 'લાગણી'ઓ (Emotions) ને વશ વર્તવાપણું, (બીજા શબ્દમાં કહીયે તો 'સ્ત્રીપણું') છૂટશે તેટલે દરજ્જે મુક્તિ નજીક આવતી જશે.

(૨) દિગમ્બરો માને છે કે કેવલી આહાર ન કરે; શ્વેતામ્બરો કહે છે કે કરે.

આનું સમાધાન પણ સહેલું છે. બન્ને સંપ્રદાયો એમ તો ચોક્કસ માને છે કે " પરિણામે 'બંધ' અને પરિણામે 'મોક્ષ' છે." એ વાત ધ્યાનમાં રાખીશું; તો કેવલી જે કેવલ નિજ-

સ્વરૂપમાંજ સ્થિત હોય છે તેઓના આહાર અને અનાહાર સંબંધી તર્ક કરવાનીજ જરૂર રહેતી નથી. કેવલીનો જમવામાં પરિણામ ન હોવાથી તેઓ જમતા હોય તો પણ જમતા નથી.

(૩) શ્વેતામ્બરો કહે છે કે, ગૃહસ્થ લિંગે પણ સિદ્ધ થઇ શકાય: દિગમ્બરો તે વાતનો ઇનકાર કરે છે, પરંતુ આ વિરોધ દેખાવમાત્ર છે. જ્યાં સુધી ગૃહસ્થાપણા રૂપ મમત્વભાવ અર્થાત્ બહિર્દષ્ટિ છે, ત્યાં સુધી મુક્તિ સંભવેજ નહી; અને એમ જોતાં ગૃહસ્થલિંગે મુક્તિ નજ હોય. બીજા હાથ ઉપર, કોઇ ગૃહસ્થ ચાહે નગ્ન રહેતો હોય, વા થોડા અને જીર્ણ વસ્ત્ર પહેરતો હોય, અથવા બહુ મૂલી ચીર પહેરતો હોય; પરંતુ જો નગ્નદશા માટે અહંકાર ન ધરાવતો હોય, કે બહુ મૂલી વસ્ત્રપર મોહ કે રાગ ન ધરાવતો હોય; અને કેવલ નિજાનંદમાં મગ્ન રહેતો હોય; તે તે ગૃહસ્થલિંગે છતાં **ગૃહસ્થ નથી** અને મુક્તદશાનો અધીકારી છે.

બસ આ ત્રણ દષ્ટાંતોથી આપણે વિરમીશુ. એવી જ રીતે સમ્યગ્ દૃષ્ટીથી વિચારીએ; તો સઘળા ભેદભાવ માત્ર પાણીના પરપોટાની પેઠે ક્ષણમાં ઉપજી ક્ષણમાં સમાઇ જતી દેખાવ માત્ર ચીજ રૂપ લાગે. ભેદ નામની કોઇ ચીજ વસ્તુતઃ છેજ નહી, માત્ર દૃષ્ટીદોષથી દેખાતી 'ભ્રમણાને' 'ભેદ' નામ અપાય છે, દૃષ્ટાના મગજમાંનો વહેમી રંગ સામી ચીજપર પડી એને દોષિત દેખાડે છે.

માણસ માણસની પ્રકૃત્તિઓ અને શક્તિઓના તફાવતને લીધે જૂદા જૂદા માણસની **જરૂરીઆતો** પણ જૂદી જૂદી હોય છે. કોઇને સચેલ દશા **જરૂરની** અથવા અનુકુળ છે, કોઇને સચેલ અથવા

દીગમ્બર દશા જરૂરની કે અનુકુળ છે, કોઇ પોતાની પ્રગતિ કોઇ પણ ભાવના ( Concept )ના મુર્તિમાન સ્વરૂપની મદદથીજ કરી શકે એવી સ્થિતિમા હોય છે, કોઇ મૂર્તિમાન સ્વરૂપ વગર માત્ર સૂક્ષ્મ ભાવના ( Abstract Concept ) વડેજ પ્રગતિ કરી શકે છે. ખરૂં અને ઉંડું તત્વ વિચારીએ તો તે ભાવના ( Concept ) એ પોતે કાઇ અંતીમ સત્ય નથી, Truth in itsself નથી, પણ આગળ વધવાનું એક **સાધન** માત્ર છે

તેવીજ રીતે શ્વેતામ્બરોમાં કેટલાક મુહપતિ બાંધવામાં અને કેટલાક મુહપતિ નહિ બાંધવામાં મુક્તિનો વાસો માને છે, એ પણ બહિર્દષ્ટિનુંજ ચિન્હ છે.

આ બન્ને પક્ષોના ધર્મ શાસ્ત્રો સામાન્ય હોઇ એક પક્ષ જે સૂત્રમાંથી મુહપતિ બાધવાના પુરાવા શોધી આપવાની કોશીશ કરે છે, તેજ સુત્રમાંથી બીજો પક્ષ મુહપતિ નહી બાંધવાના પુરાવા મેળવી આપવા માથફોડ કરે છે. આ લખનારાઓ પાસે બન્ને પક્ષની દલીલો મોજુદ છે અને તેઓ ઇનશાફ તોળવાની સ્થિતિમા પણ છે. પરંતુ હકીકતમાં ઇનસાફની જરૂરજ નથી. કોઇ માણસ કોઇપણ ચીજને ઉન્નતિક્રમનું પગથીઉ બનાવી શકતો હોય તો ભલે તે ચીજનો ઉપયોગ કરે; જોવાનું માત્ર એટલુંજ છે કે ઉપયોગ કાર્ય સિદ્ધિની દૃષ્ટિ વિના માત્ર મોહથી-પક્ષ મોહથી કોઇપણ ચીજને પકડી રાખવામાં માત્ર પરિગ્રહ વધવા રૂપજ લાભ (!) થાય છે, દાસત્વની પ્રબળતા થવા રૂપજ હીત (!) છે. મુહપતિ બાંધીને અથવા નહી બાંધીને-હરકોઇ રીતે-મ્હોં ઉપર લગામ રાખવાની-જયણા

જાળવવાની—ભાષા સમીતી જાળવવાની જરૂર છે, એ જરૂરીઆત જળ- વયા એટલે પછી બધું સર્યું.

શ્વેતામ્બરો તથા દીગમ્બરો—તમામ જૈનો, પોતાને જૈન તરીકે ઓળખાવે છે, તમામના અધિષ્ટાતા દેવ, ચોવીશ તીર્થંકર એના એ છે, તમામ નવતત્વ, છ કાય, કર્મવિચાર વગેરેને એકસરખી રીતે માને છે. તમામનું કહેવું એકજ છે કે, વિધિવાદના ઝગડાથી નહી પણ અંતર્ભાવની શુદ્ધિથીજ તરવાનું છે. ખરૂં જૈનત્વ રાગદ્વેષ બન્નેને જીતવામાં છે, પક્ષમોહમાં ફસાયામાં નથી, એમ તમામ જૈનો માને છે અને તે છતાં આખી દુનીયા તરફ સમભાવ રાખવાની હીમાયત કરનાર જૈનો પરસ્પર પોતાના ભાઇઓ ઉપરજ દ્વેષ નિંદા, અને અસભ્ય વર્તન રાખે એ કેવી અજ્ઞાનતા ! એ અજ્ઞાન- તાને લીધે જૈન સમાજનું ઐક્ય બળ ફીકકું પડી ગયું છે, ઘણી બાબતોમાં ધર્મને સ્થળે અધર્મ, દેશદ્રોહ સમાજદ્રોહ અને પતીત્તતા થઇ ગઇ છે.

પોતાનું હિત ઇચ્છિનારે તો હમેશ આ વાત ધ્યાનમા રાખવી જોઇએ છે કે, રાગદ્વેષ, ભાષાના પુદગળ, વાદ, લિંગ, શરીર, ઉપ- કરણ એ સર્વ પરવસ્તુ છે, અને જડ છે, સ્વવસ્તુ તો કેવળ ચૈતન્યઘન આત્માજ છે. પરવસ્તુ એટલા માટે પુરતીજ માનવાની છે કે તેનો ઉપયોગ થઇ શકે તો કરીને સ્વવસ્તુ પ્રાપ્ત કરવી. સ્વ- વસ્તુ પ્રાપ્ત કરવામાં મદદગાર થવાને બદલે આડખીલ રૂપ થતી પરવસ્તુ ત્યાજ્ય છે, આવી સમજ જ્યાં હોય ત્યાં ટંટા કે ગાળા ગાળી, નિંદા કે વિતંડાવાદ હોવા સંભવેજ નહિ. પોતાનો અને જગતના ઉદ્ધાર એવા પુરૂષોથીજ થઇ શકે.

દિગમ્બરાચાર્ય શ્રીમદ્ કુંદકુંદાચાર્યજી શ્રી 'મોક્ષ પાહુડ'માં કેવું સુંદર સત્ય કહે છેઃ—

जो सुत्तो ववाहारे सो जोइ जग्गए सकज्जम्मि।
जो जग्गदि ववाहारे सो सुत्तो अप्पणे कज्जे ॥

જે પુરૂષ વ્યવહાર કર્મમાં (એટલે રાગદ્વેષ, ધર્મના નામે તોફાન, વગેરેમાં) 'સૂતો' છે એટલે કે જે વ્યવહારથી જગતનું કિંચિત્ પણ દિલ દુભાય તેવાં તમામ કાર્યોમાં બીલકુલ ભાગ લેતો નથી, અર્થાત્ પરવસ્તુ તરફ જેનું બિલકુલ લક્ષ નથી તે પુરૂષ સ્વકાર્યમાં એટલે આત્માનંદની લહરીમાં 'જાગતો' છે; અને જે પુરૂષ પરવસ્તુ રૂપ સઘળા વ્યવહારો [જેવા કે ભાષાનાં પુદગળથી બનેલ ભાષાના શાસ્ત્રોમાંથી શસ્ત્ર તૈયાર કરી લડવું, રાગદ્વેષ કરવા, નિંદા કરવી, અદેખાઇ કરવો, અપ્રિય વચન બોલવાં વગેરે] માં જે 'જાગે' છે ( અર્થાત્ એ સર્વે પરવસ્તુ છે, તે પરવસ્તુમાં જે જાગે છે. અર્થાત્ પરવસ્તુ જેને પ્રિય છે ) તે સ્વકાર્યમાં 'સુતો' છે, અર્થાત્ તેવો પરવસ્તુમાં રાચવાવાળો પુરૂષ સ્વકાર્ય એટલે આત્માનંદનો અનુભવ કરી શકતો નથી.

અહો હો કેવું આશ્ચર્ય છે કે જે વીતરાગ પ્રભુની વાણી સાંભળવાથી સિંહ અને બકરી, વાઘ અને મનુષ્ય સર્વ એક પાસે એક બેસવા છતાં સ્વાભાવિક વૈરભાવ ભૂલી જતા અને બંધુતા તથા શાંતી અનુભવતા, તેજ વીતરાગની વાણીને આજે કલહટંટાનું હથીયાર બનાવવામાં આવે છે, અને તે છતાં એમ કરનારાઓ પોતાને

વીતરાગના પુત્ર કહેવડાવે છે. રે એકના એક પુત્ર ( The only heirs ) કહેવડાવે છે ?

વિવેકી પુરૂષોએ ધ્યાનમાં રાખવું જોઇએ કે, સત્યનો છેવટનો અને ચોકસ નીર્ણય તો અતીંદ્રીય જ્ઞાન સીવાય થઇજ શકે નહી. અને અતીંદ્રીય જ્ઞાન રાગદ્વેષની ગેરહાજરીમાંજ થઇ શકે છે. બાકી તો અતીંદ્રય જ્ઞાનવાળા મહાત્માઓએ કથેલા એકેક વચનના અનંતા અર્થ થાય છે, જેથી અર્થ કરનારની યોગ્યતા તેવો તે અર્થ કરે; વધારે કે ઓછો અપૂર્ણ અને વધારે કે ઓછો દોષીત અર્થ કરે. સંપૂર્ણ અને દોષ રહીત અર્થ તો **સ્વાનુભવી**–અતીંદ્રજ્ઞાનવાળો મનુષ્યજ કરી શકે. આવું સમજનારો માણસ કોઇ દીવસ બીજાના અર્થ ( Interpratation ) માટે ટંટો કરવા તૈયાર થશે નહી.

અંતીદ્રીય જ્ઞાનીઓ જેટલું જાણે છે, તેટલું સર્વ ભાષામાં લાવી શકતા નથી; અને જેટલું તેઓ કહી શકે છે, તેનો અનંતમો ભાગ પણ સાધારણ મનુષ્યો સમજી શકતા નથી; અને તે છતાં આજકાલના બાળજીવો જેઓ નથી જાણતા પદાર્થ વિજ્ઞાન શાસ્ત્રનાં મૂળતત્વો કે નથી જાણતા ભાષાના નિયમો, પણ અતીંદ્રીય જ્ઞાનીના કથનનું ખરૂં અને સંપૂર્ણ રહસ્ય સમજવાનો ખોટો ફાંકો ધરાવે છે. આહા કેવું હંબગ ! મુર્ખાઓ જ્યાં **નીર્ણય** કરવાનું માથે લે ત્યાં કલહ, ભાગલા, દ્વેષ સીવાય બીજું શું પરાણામ આવી શકે ?

અફસોસની વાત છે કે અમુક વ્યક્તીના મનમાં નજીવા મતભેદ ઉભા થતાં તે વ્યક્તી બીજી સેકડો બાળ જીવોને પોતાની શ્રદ્ધામાં ખેંચી એક જૂદો ફીરકો બનાવી દઇ જૈન શાસનના ટુકડા ટુકડા કરી નાંખે છે.

શ્વેતામ્બરોમાં મૂર્તિપૂજક અને સ્થાનકવાસી એવા બે ટુકડા થયા એટલુંજ નહિ પણ તે દરેકમાં વળી કેટલાએ પેટા વિભાગ પડી ગયા. દિગમ્બરોમાં પણ મૂળસંઘ, માથુરસંઘ, ગોપ્પસંઘ, કાષ્ઠાસંઘ, તેરાપંથી, ગુમાનપંથી, નંદીસંઘ વગેરે અનેક પેટા વિભાગ પડયા અને પોતપોતાનું ખેંચવા લાગ્યા, આથી જૈન શાસન નિર્બળ થયું. ડાહયા પુરૂષોએ આટલાથી ચેતવું જોઇએ છે. મતભેદના સવાલોને એક અભરાઇ પર રહેવા દઇને એકતાવાળી બાબતો મોખરે કરવી જોઇએ છે, એકંદર જૈનો વચ્ચે સહિષ્ણુતા, બંધુત્વ, અને પ્રેમભાવ ઉત્પન્ન કરવાને દરેક રીતે કોશીશ કરવી જોઇયે છે. મુઠીભર રહેવા પામેલી જૈન કોમને વધારે વિસ્તૃત, વધારે બળવાન, વધારે આબાદ વધારે યશસ્વી બનાવવા માટે ભણેલા તેમજ અભણ, વેપારી તેમજ અમલદાર, સાધુ તેમજ શ્રાવક પુરૂષ તેમજ સ્ત્રી તમામે ખંતથી કોશીશ કરવી જોઇયે છે, "જ્યાં એકતા છે ત્યાંજ સંપૂર્ણતા છે અને સંપૂર્ણતા એજ સત્ય છે."

એક પિતા પોતાના નાના મોટા પુત્રો વચ્ચે કલહ જોઇ ખુશી થાય નહિ; દોષ ગમે તેનો હોય તોપણ પિતા તો કલહની પહેલ કરનાર પુત્રને તેમજ તે વખતે સહિષ્ણુતા નહિ બતાવી શકનારા બીજા પુત્રને—એમ બન્નેને—કપુતજ કહેશે એજ ન્યાયે (વ્યવહારથી) મહાવીર પિતા પોતાના ટંટાખોર પુત્રો માટે કહે. ખરા પુત્ર તે છે કે જે પોતાના પિતાના બીજા પુત્રોને માત્ર બધુંજ નહિ પણ આત્મવત્ માને છે. અને અપરાધ થવા છતાં ઉદાર દિલથી અને ચુપકીથી તેને ક્ષમા કરવા ઉપરાંત બને તેટલી સેવાબુદ્ધિથી તેની મતિ સુધારવા કોશીશ કરે છે.

મહાવીર પિતાના પુત્રો ! આવો, આવો, ઘણાં વર્ષોથી વિખૂટા પડેલા ભાઇઓ આવો, આપણે એક બીજાને જીગરથી ભેટીએ અને એ ભેટવામાં સઘળા વૈરભાવને ચગદી નાંખીએ, આવો આપણા સામાન્ય પિતાના યશોગાન એક સાથે મળીને ગાઇએ, એટલો જોર-વાળો સંયુક્ત અવાજ ઉત્પન્ન કરીએ કે તેથી તરફઆં ભમતાં કલહનાં ભૂતડાં ભડકીને નાસવા લાગે! આવો, આપણે એક બીજાના મિત્ર શિક્ષક, શુભેચ્છક અને રક્ષક બનવા કોશીશ કરીએ, કે જેથી આપણને જોઇને દુનિઆના બીજા માણસો પણ કહેવા લાગે કે—

જૈન થવું એ ખરેખર ઇષ્ટ છે!



લેખકઃ—वीरतनयो ।

એક પુસ્તકમાંથી છપાવી પ્રસિદ્ધ કરનારઃ-શા. મગનલાલ હરજીવનદાસ ગણુદેવી-( અમલસાડ. )

છાપનારઃ-મુલચંદ કસનદાસ કાપડિયા, "જૈન વિજય" પ્રિન્ટિંગ પ્રેસ, ખપાટિયા ચકલા—સુરત.